બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# મકતબ - એ - રઝા દુકાન નં.-૨, ગોપીપુરા, સુરત તરફથી

# ''અહલે હદીષોને 'બિદઅતી'' લખવા ખાતર

''જમીય્યત અહલે હદીષ શહેર સુરતનો જવાબ''

:: પ્રકાશક ::
''જમીય્યત અહલે હદીષ શહેર સુરત''
લુહાર શેરી, સગરામપુરા, સુરત-૩૯૫૦૦૨.

# બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

''શરીઅતને અવગણી ઈદ જાહિર કરનારાઓને ચેતવણી'' ના નામનું મકતબ-એ-રઝાનું હેન્ડબીલ વાંચ્યું. તેમાં હેડીંગમાં મોટી ભૂલ તો એ છે કે કોઈને ખત, કાગળ લખવા માટે શરૂમાં 'બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ' લખવું જોઈએ. સહીહ હદીષો થી એ સાબિત છે. રસુલ (સ.અ.વ.) કોઈ પણ ઈસાઈ મુલ્કના બાદશાહને ઈસલામ કુબુલ કરવા માટે ખત લખતા હતા. તો સૌથી પહેલા 'બિસ્મિલ્લાહિર્રહમા નિર્રહીમ' લખતા. તેમાંથી કેટલાક તે ખતની તોહીન કરીને ફાડીને ફેંકી પણ દેતા હતા. અબે આ મુજબ કુરઆન શરીફમાં પણ એક કિસ્સો મોજૂદ છે. અલ્લાહ સુરહ નમલ કી ૨૮-૨૯-૩૦મી આયતોમે ફરમાતા હય ''જા મેરે ઈસ ખતકો લેજા ઓર ઉનકી તરફ ડાલ દે, ફિર ઉનકી પાસસે ચલાઆ, દેખેં કે વોહ કિયા જવાબ દેતે હેં. (મલેકા બિલકીસ) ને કહા કે યે ખત સુલૈમાન (અ.સ.) કી તરફસે હય ઓર (ઉસમે લિખા હય) 'બિસ્મિલ્લાહિર્રહમા નિર્રહીમ' ઓર મત સરકશી કરો મેરે ઉપર, ઓર ચલે આવ મેરે પાસ મુસલમાન હો કર''.

આ હેન્ડબીલમાં લખ્યું છે કે ''પોતાના શહેરમાં ચાંદ નહિ દેખાય તો અન્ય શહેરમાંથી ગવાહી મેળવવી એ કોની સુન્નત છે ? તો વહાબી, દેવબંદીઓ વાત-વાતમાં બિદઅત, બિદઅતની બૂમો પાડે છે. તો અમારી ચેલેન્જ છે કે આ રીતની ગવાહી મેળવવી એ રસુલની સુન્નત છે ? (અહીયાં એમને રસુલની આગળ કૌંસમાં (સ.અ.વ.) લખવાની પણ સમજ ન પડી. રસુલ (સ.અ.વ.) થી ખરી

મોહબ્બત હોય તો સમજ પડે ને). સહાબાની છે ? તાબેઈનની છે ? સાબિત કરી બતાવે અને યકીનન ! નહિ સાબિત કરી શકે ! તો પછી વહાબી, **અહલે હદીસ**, દેવબંદી વગેરે પોતે '**બિદઅતી**' હોવાનું સ્વીકારી લે''.

અહી તેઓએ અહલે હદીષોને પણ 'બિદઅતી' કહ્યું છે અને બિદઅતનું સ્વીકર કરવાનું કહ્યું છે તો સાંભળો ખરા 'બિદઅતીઓ' કોણ છે એ હમો અહલેહદિષો તમને કુરઆન, હદીષની સહીહ રોશનીમાં સાબિત કરી બતાવીશું. આપ લોકો પોતાને ''અહલે સુન્નત વલ જમાઅત બતાવો છો પરંતુ આપ લોકોને સુન્નતથી દૂરનો પણ વાસ્તો નથી. સુન્નત કોને કહેવાય ? સુન્નત એને કહેવાય કે જે રસુલ (સ.અ.વ.) ની સહીહ હદીષો, ફરમાનો પર અમલ કરે તેને ખરેખર સુન્નતી કહેવાય. રસુલ (સ.અ.વ.) પોતાના દરેક ખુત્બા, વાઅઝમાં ફરમાવતા હતા કે ''સૌથી બહેતર કલામ અલ્લાહનો કલામ છે અને હિદાયતનો રાસ્તો મોહંમદ (સ.અ.વ.) નો રાસ્તો છે. અને ખરાબ કામ દીનમાં નવા કામો ઉમેરવાના છે. અને તેવા દરેક કામ (જે શરીઅતમાં નથી) બિદઅત છે. અને તમામ બિદઅતો ગુમરાહી છે. અને તમામ ગુમરાહી જહન્નમમાં લઈ જનાર છે''. (તિરમિઝી શરીફ)

હવે આ હદીષ અને ફરમાને રસુલ (સ.અ.વ.) થી જોઈએ કે દીને શરીઅતમાં કયા કામો નવા ઈજાદ કરવામાં આવ્યા છે કે જે રસુલ (સ.અ.વ.) એ ન તો કર્યા છે, ન કરવાનો હુકમ આપ્યો છે. અને ન તો ખુલફાએ રાશેદીનના ઝમાનામાં અને તાબેઈન, તબે તબેઈનના ઝમાનામા હતા. અને આવા નવા કામો ઈજાદ કરવાવાળા કોણ છે ?

(૧) સૌથી પહેલા આપણે **'ઈદે મીલાદુન્નબી'** બાબત જાણીએ. 'ઈદે મીલાદુન્નબી' નો અર્થ એ છે કે રસુલ (સ.અ.વ.)ની વર્ષગાંઠ (પયદાઈશ)ની ખુશી આપ (સ.અ.વ.) દુનિયામાં ૬૩ સાલ ઝીન્દા રહ્યા. શું આપ (સ.અ.વ.) એ આ ૬૩ વર્ષમાં કોઈ પણ સાલમાં વર્ષગાંઠ મનાવી છે ? અગર મનાવવાનો હુકમ આપ્યો છે ? શું સહાબા કિરામ (રઝી.) તાબેઈન (રહ.) વગેરેઓએ આપ (સ.અ.વ.)ની પયદાઈશી સાલ મનાવ્યો છે ? સહીહ હદીષોની કિતાબોમાં આનું નામ બરાબર વર્ણન નથી. જૂઠી હદીષોમાં અથવા ખોટી કિતાબોમાં હોય તો હોય. જેનું ઈસલામમાં રાઈના દાણા બરાબર દખલ નથી. અને 'ઈદે મીલાદુન્નબી' ના નામનો જુલુસ કાઢવો તે શું ખરેખર 'બિદઅત' નથી. શું આપ (સ.અ.વ.)ના ઝમાનામાં કે સહાબા કિરામ (રઝી.) વગેરેના ઝમાનામા આવા કોઈ જાતના જુલુસો નીકળતા હતા ?

વળી 'ઈદે મીલાદુન્નબીની રાત્રે મેહફીલ' રચવામાં આવે છે. અને મેહફીલમાં આપ (સ.અ.વ.) ઉપર દુરૂદ પઢવામાં આવે છે. અને ત્યાર પછી તે મેહફીલમાં રસુલ (સ.અ.વ.)ની 'રૂહ' આવે છે. એમ માની બધા મેહફીલમા ઉભા થઈ જાય છે. આવી મેહફીલો શહેરમાં, દેશમાં હજારો, લાખો મેહફીલો રચાતી હશે. તો રસુલની (સ.અ.વ.) કેટલી 'રૂહ' છે કે બધે પહોંચી જાય. આ વાત કોઈ ગેર મુસ્લિમભી માનવા તૈયાર ન થાય ? અને કોઈની તઅઝીમને માટે ઉભા થવું એના માટે રસુલ (સ.અ.વ.) એ સાફ મનાઈ ફરમાવી છે. ઈનસાફ અને સાચા દીલથી બતાવો શું આ ખરેખર 'બિદઅત' નથી ?

તમે લોકો પીરાનેપીર શૈખ અ. કાદિર જીલાની (રહ.)

ના નામના "યા ગૌશ અલમદદ, ગૌશકા દામન નહિ છોળીંગે" વગેરે નારા લગાઓ છો તો સાંભળો શૈખ અ. કાદિર જીલાની (રહ.) એ પોતાની લખેલી કિતાબો (૧) ગુનીયતુત્તાલિબિન અને (૨) ફુતુહુલગૈબમાં તેઓ શિર્ક, બિદઅત, તકલીદ અને અહલેહદીસોના અમલ બાબત તેઓ શું લખે છે તે તેમના જ શબ્દોમાં જણાવીએ છીએ.

(૧) અ. કાદિર જૈલાની (રહ.) તૌહીદ અને શિર્કની બાબતમાં લખે છે. "અયે મેરે તાલિબ ઈલ્મ અલ્લાહ બુઝુર્ગ ઓર બરતર કા ખૌફ લાઝિમ પકળ, ખુદા કે સિવા કિસી સે ન ડર ઓર ન ખુદા કે સિવા કિસી કી ઉમ્મીદ રખ, કિસી કે ઉપર ભરોસા ન કર, જો કુછ માંગના હો ઉસીસે માંગ. અલ્લાહ બળા ઈઝ્ઝતવાલા, બળા બુઝુર્ગીવાલા હય. ઓર તૌહીદ કો મઝબૂતીસે પકળ, ઓર તૌહીદહી પર મરમીટ". (ફુતુહુલ ગૈબ)

(૨) શિર્ક કે બારે મે આપ (રહ.) ફરમાતે હૈં કે "અગર તૂ અલ્લાહ તઆલા કે સિવા કિસી દૂસરે કી તરફ ઝુકા તો તૂને શિર્ક કિયા" (ગુન્યતુત્તાલેબીન). એક દૂસરી જગે ફરમાતે હે "અલ્લાહ કે સિવા કોઈ મદદગાર નહિ કોઈ મુશ્કિલ કુશા નહિ". (ગુનીયતુત્તાલેબીન)

(૩) તસર્રુફ ફિલ ઉમૂર (યાને હર કામ કા અન્જામ દેના) મે ફરમાતે હૈ "અલ્લાહ કે કામોં મે કિસી નબી, વલી, ઈમામ વગયરહ કો દખલ કરનેકા ઝરા બરાબર ભી ઈખ્ત્યાર નહિ. વોહ અકેલા હી અપની મરઝીસે સબ કામોકા અંજામ દેતા હય. મોઅજેઝે ઓર કરામતેં ભી અલ્લાહ કે ઈખ્ત્યાર મે હય. જબ ચાહે ઉન્હેં ઝાહિર કર દે. નબીયોં કે

મોઅજીઝાત ઓર વલીઓં કે કરામતોં કા ઝાહિર કરના ભી અલ્લાહ કે ઈરાદે પર હય''. (ગુનીયતુત્તાલીબીન)

(૪) <u>વાસ્તા, વસીલહ</u> કે બારે મે આપ (રહ.) ફરમાતે હૈં ''ખુદાએ લા યઝાલને અપને બન્દો કો સીધા વસીલહ સે દુઆ માંગના ઈસ લીએ ઉઠા લીએ (મના કરદીયા) કે ઉસકી કુદરતકા ઈઝહાર હો, વોહ રબ્બુલ અર્શિલ અઝીમ અપને કમઝોર, ઝઈફ, લાચાર બન્દો કી દુઆ સુનતા હય ઓર જવાબ દેતા હય ચુનાંચે કુરઆનમે વોહ ફરમાતા હય ''મુજે પુકારો, મે તુમહારી પુકારકો સુનતા હું'' (સુરહઅલમોમેનીન ૬૦)''. દુસરે જગે ફરમાતા હય ''પુકારનેવાલી કી દુઆ મે કુબૂલ કરતા હું જબ કે વોહ મુજે પુકારતે હૈં''. (સુરહ અલબકરહ-૧૮૬)

અફસોસ! સદ અફસોસ કે આજે લાખો કરોડો મુસલમાન અલ્લાહ તઆલાને છોળીને કબરવાળાઓને પોકારે છે, અને પોતાની હાજતો પુરી કરવા માટે દુઆઓ માંગે છે.

(૫) <u>ઈલ્મગૈબ</u> કે બારે મે આપ (રહ.) ફરમાતે હૈં ''ઈલ્મગૈબ અલ્લાહ કે સિવા કોઈ નહિ જાનતા. ચુનાંચે રસુલ (સ.અ.વ.)સે પુછા ગયા કે કિયામત કબ આયગી તો આપ (સ.અ.વ.) ને કહા પુછને વાલે કી તરહ મુજે ભી ઈસકા ઈલ્મ નહિ'' ચુનાંચે આપ (રહ.) ફરમાતે હે ''બેદીન ઓર ગુમરાહ લોગોં કા યે અકીદા હય કે ઈમામ હરચીઝ કા ઈલ્મ રખતે હૈં, જો હો ચુકી હો ઓર જો હોનેવાલી હો''. (ગુનીયતુત્તાલેબીન)

(૬) <u>તકલીદ</u> કે બારે મે આપ (રહ.) લિખતે હૈં. ''અયે મુરીદ! સિર્ફ કુરઆન ઓર હદીષ કો અપના ઈમામ બના ઓર ઈન દોનો કો ગૌર ઓર તદબ્બુર સે પળાહ કર, ઓર કુરઆન ઓર હદીસ હી પર અમલ કિયા કર. ઉમ્મતીયોં કે રાય ઓર કિયાસ પર ન ચલ (ફુતુહુલ ગૈબ) ઓર આપ (રહ.) ફરમાતે હે ''સિવાએ મોહંમદ (સ.અ.વ.) કે હમારા કોઈ નબી નહિ. જીસકી હમ તાબેદારી કરે, ઓર સિવાએ કુરઆન કે હમારે પાસ કોઈ કિતાબ નહિ કે જીસ પર હમ અમલ કરે ખબરદાર ! અગર તૂને કુરઆન ઓર હદીષ કે સિવા કિસી ઓર કી તરફ રૂખ કિયા તો તૂ હલાક ઓર બરબાદ હો જાએગા, ખ્વાહીશે નફસ ઓર શયતાન તુજે ગુમરાહ કર દેગેં. ખબરદાર ! સલામતી સિર્ફ કિતાબ ઓર સુન્નત (કુરઆન ઓર હદીસ) હી પર અમલ કરનેમે હય. ઈન દોનોં કે સિવા કિસી ઓર પર અમલ કરને મે બરબાદી ઓર હલાકત હય. અયે મેરે મુરીદ ! યાદ રખ અવલિયા અલ્લાહ ઓર અબદાલ, દોનોં મરતબે સિર્ફ કુરઆન ઓર હદીસ પર અમલ કરને સે હાંસિલ હોતે હે''. (ફુતુહુલ ગૈબ)

આપ (રહ.) ના ઉપરોક્ત લખાણના લખવા મુજબ તેઓ પાકા અને સાચા 'અહલે હદીષ' હતા અને દુનીયામાં જેટલા વલીયુલ્લાહ ગુઝરી ગયા તેઓ પણ સાચા અને પાકા 'અહલે હદીષ' હતા.

(૭) <u>ગુમરાહ</u> ફિરકો કે બારે મે આપ (રહ.)ને ફરમાયા કે રસુલ (સ.અ.વ.)ને ફરમાયા હય કે ''મેરી ઉમ્મત મે ૭૩ ફિરકે હોંગે ઓર ઉનમે સે સબસે બળી બલા વોહ ફિરકે

હોંગે જો દીન કે કામોંમે અપને અકલ ઓર કિયાસ સે કામ લેગેં, હલાલ કો હરામ ઓર હરામ કો હલાલ બનાએગે. ઓર રસુલ (સ.અ.વ.) ને ફરમાયા કે "બની ઈસરાઈલમે ૭૧ ફીરકે હુએ ઓર મેરી ઉમ્મતમે ૭૩ ફિરકે હોંગે. ઉનમે સે એક ફિરકે કે સિવા સબ જહન્નમમે જાઈગેં સહાબા રીઝવાનુલ્લાહ અનહુમને અરઝ કિયા વોહ એક ફિર્કા જો નજાત પાએગા ઉસકી સિફત કિયા હય ? તો આપ (સ.અ.વ.) ને ફરમાયા "વોહ ફિરકા ઉસ તરીકા પર હોગા જીસ પર મે હું ઓર મેરે અસ્હાબ હૈં" ઓર જીન ૭૨ ફિરકો કા આપ (સ.અ.વ.)ને ઝિકર કિયા વોહ ફિરકે આપ (સ.અ.વ.)કે ઝમાને મે ન હુએ થે. બલ્કે યે ઈખ્તીલાફ સહાબા ઓર તાબેઈન કે વફાત પાજાને કે કઈ સાલ બાદ, ઉસ વકત કે બાદ હુએ કે જબ મદીને મે સાતો ફિકહ ગુઝર ચુકે થે. ઓર શહેરોં કે ઉલમા ઓર ફિકહ સાહેબાન દુનીયા સે ચલે ગએથે. ઓર કરન કે બાદ કરન કઈ સાલ ગુઝર ગએ. ઈન કે મરને કે બાદ ઓર દરાઝ ઝમાને કે ગુઝરને કે બાદ ઈલ્મ મફકૂદ (ખતમ) હો ગયા. મગર થોળીસી જમાઅત ઉન લોગોંકી રહે ગઈ. ઓર ઉસી ફિરકે કે લોગ નજાત પાઈગેં. ઓર અલ્લાહને ઉનકે વુજુદહી સે દીનકો મહફૂઝ રખા હય". (ગુનીયતુત્તાલેબીન)

તમે જાણી લીધું કે આપ (રહે.) એક નાની જમાઅત વાળાઓને નજાત પામવાવાળાઓ કહે છે તેમજ તેમનાથીજ દીન મહફૂઝ રહેશે. તો આજે સૌથી નાની જમાઅત દરેક જગ્યાએ અહલે હદીસ જમાઅતના લોકોની છે. અને તેઓજ કુરઆન, હદીષના ફરમાનો પર ચાલવાવાલા છે. 'ફલિલ્લા-

હિલહંમ્દ'. હમે અલ્લાહની તારીફ બ્યાન કરીએ છીએ.

અ. કાદિર જીલાની (રહ.) નમાઝ જેવી અગત્યની ઈબાદત પણ 'અહલે હદીસો' ના તરીકા પર પઢવાની જણાવે છે. તેઓ લખે છે "અય તાલિબે હક! નમાઝમે હાથ નાફ કે ઉપર બાંધના ચાહીએ" "અયે તાલિબે હક્ક! નમાઝમે રૂકૂઅમે જાતે વકત ઓર સર ઉઠાતે વકત 'રફઉલયદૈન' કરના ચાહીએ" "અયે તાલિબે હક્ક ! હર નમાઝમે 'સુરહ ફાતિહા' કા પળહના ફર્ઝ હય, ઓર નમાઝ કા રૂકુન હય, ઈસકે છોળને સે નમાઝ બાતિલ હોજાતી હય". અય તાલિબે હક્ક ! ઊંચી આવાઝવાલી નમાઝમે 'આમીન' ઊંચી આવાઝ સે પુકારના ચાહીએ અય તાલિબે હક્ક ! નમાઝમે દૂસરી રકાઅત ઓર ચોથી રકાઅત કે લીએ ખળે હોને સે પહેલે થોળી દેર બેઠના ચાહીએ જીસે જલ્સએ ઈસ્તિરાહત કહાજાતા હય. અય તાલિબે હક્ક ! ફર્ઝ નમાઝ કી તકબીર ઈકેરી કહેના ચાહીએ. અયે તાલિબે હક્ક ! ઈદૈન કી નમાઝોમે પહેલી રકાઅત મે સાત તકબીરે, ઓર દૂસરી રકાઅત મે પાંચ તકબીરે કહેની ચાહીએ. અયે તાલિબે હક્ક ! નમાઝે જનાઝામે પહેલી તકબીર કે બાદ 'સૂરહ ફાતિહા' પળહની ચાહીએ. (ગુનીયત્તાલિબીન)

'અલહમદુલિલ્લાહ' હમો અહલે હદીષો પણ રસુલ (સ.અ.વ.) ની સહીહ હદીષો પ્રમાણે આજ તરીકા પર નમાઝ પઢીએ છીએ. <u>શિર્ક</u> ના બારામાં પણ આપનું સ્પષ્ટ વર્ણન છે. આપ (રહ.) ફરમાતે હૈં "અય તાલિબે ઈલ્મ ! અગર તૂ અલ્લાહ કે સિવા દૂસરે કી તરફ ઝુકાતો તૂને શિર્ક કીયા.

આપ (રહ.) ફરમાતે હૈં અલ્લાહ કે સિવા કોઈ મદદગાર ઓર મુશકેલકુશા નહિ, ઉસકા કોઈ નઝીર નહિ. આપ (રહ.) ફરમાયા અલ્લાહ કી જો સિફતે હૈં ઉસકે બરાબર બન્દો કે નામ યા ઈલ્કાબ રખના હરામ હય.''

જયસા કે ગૌસુલ આઝમ, દસ્તગીર, મુશકિલકુશા વગયરહ.

શિર્કના બારામાં કુરઆન શરીફમાં બેશુમાર આયતો છે અને ઘણી સહીહ હદીષોમાં શિર્ક કરવાની સ્પષ્ટ મનાઈ છે. હમે ચંદ આયતોનું અહીં વર્ણન કરીએ છીએ.

(૧) ''ઉસસે બળા ગુમરાહ કોન હય જો પુકારતે હે અલ્લાહ કે સિવા દૂસરો કો, જો ઉનકી પુકારકા જવાબ કિયામત તક ભી નહિ દે સકતે. ઓર વોહ ઉનકી પુકારસે હી બેખબર હય''. (સુરહ અહકાફ આયત-૫)

(૨) બેશક ઉસ શખ્શ કો અલ્લાહ હરગીઝ ન બક્ષેગા જીસને ઉસકે સાથ કિસીકો શરીક કિયા, ઈસકે સિવા જીસકો ચાહે ઉસકો બક્ષદે. બેશક ઉસને બહોતબળા ગુનાહ કિયા. (સુરહ નિસાઅ આયત-૪૮)

(૩) ''વોહ લોગ જીનહે તુમ લોગ અલ્લાહ કે સિવા પુકારતે હો વોહ ભી તુમહારે જયસે બન્દે થે તો કિયા વોહ તુમહારી બાતકા જવાબ દેતે હૈં ? અગર તુમ સચ્ચે હો''. (સુરહ આરાફ આયત નં.-૧૯૪)

(૪) ''જીન લોગોકો અલ્લાહ કે સિવા પુકારતે હો વોહ કોઈ ચીઝભી પયદા નહિ કર સકતે. બલકે વોહ પયદા કીએ ગએ હૈં, મુરદે હૈં, ઝિન્દા નહિ હૈં. ઓર ઉનકો ઈતના

ભી ખ્યાલ નહિ કે કબ ઉઠાએ જાઈગેં". (સુરહ અન્નહલ-૨૦-૨૧)

(૫) ઓર જીન લોગોં કો તુમ પુકારતે હો વોહ તો ખજૂર કે એક છિલકે કે બરાબર ભી ઈખ્ત્યાર નહિ રખતે. અગર તુમ ઉનકો પુકારો તો વોહ તુમારી પુકાર કો ભી નહિ સુનતે, ઓર અગર સુનભી લે તો વોહ તુમહેં જવાબ નહિ દેગે. ઓર કિયામત કે રોઝ વોહ તુમહારે શિર્ક કા ઈનકાર કર દેગેં. ઓર વોહ ખબર દેગા મિસ્લ અલ્લાહ તઆલા ખબરદાર કે (સુરહ ફાતિર આયત નં. ૧૩-૧૪).

(૬) ઝિન્દે ઓર મુરદે દોનો બરાબર નહિ હો સકતે. બેશક અલ્લાહ જીસકો ચાહે ઉસે સુના સકતા હય ઓર જો કબરોં મે હેં આપ (સ.અ.વ.) ભી ઉનકો નહિ સુના સકતે. (સુરહ ફાતિર આયત નં. ૨૨)

એક દિવસ હઝરત અબૂ હનીફા (રહ.) રાસ્તામાં ક્યાં જઈ રહા હતા. તેમણે રાસ્તામાં એક માણસ કબર પાસે ઉભેલો જોયો અને તે કબરવાલાને પોકારતો હતો કે ઓ કબરવાલા હું તમને ઘણા વખતથી પોકારું છું, ફરિયાદ કરું છું, પરંતુ તમે સાંભળતા કેમ નથી ? હઝરત અબુ હનીફા (રહ.) એ આ સાંભળ્યું અને તેને કહ્યું ભલા માણસ કબરવાલા તો કંઈ સાંભળતા હશે ? પછી તેમણે પેલા માણસને ઉપરોકત આયત નં.-૨૨ પળીને સંભળાવી. જે ભાઈઓ કબરવાળાઓને પોકારે છે, તેમની પાસે તંદુરસ્તી માંગે છે, રોઝી માંગે છે, અવલાદ માંગે છે, અને બીજી અનેક ફરીયાદો અને માંગણીઓ કરે છે. તેમણે આવા કામો છોડી દેવા જોઈએ. એજ મોટામાં મોટો શિર્ક છે અને

અલ્લાહ થી માફી માંગવી જોઈએ અને અલ્લાહ તઆલા કુરઆન શરીફમાં ફરમાવે છે કે શિર્ક કરવાવાલાની હું કદીપણ બક્ષીશ નહિ કરું તે હંમેશા હંમેશ જહન્નમમાં રહેશે. અલ્લાહ તઆલાથી દુઆ છે હમે તમામ મુસલમાનોને શિર્કથી બચાવે. આમીન.

આપ લોકો ૧૦મી મોહર્રમના દિવસે તાજીયા બનાવી તેનું જૂલૂસ કાઢવામાં આવે છે. તાજીયામાં હઝરત હુસૈન (રઝી.) જૂઠી કબર બનાવો છો અને તેને સાચી સમજી તેની પાસે મુરાદો માંગો છો. તરહ તરહ ના બિદઅતી કામ કરો છો. હઝરત હુસૈન (રઝી.)ના શહીદ થયા બાદ ઘણા વરસો બાદ આ તાજીયાની શરૂઆત થઈ હતી. ઈતિહાસમાં છે કે હિંદુસ્તાનમાં તૈમૂર લંગ નામનો એક બાદશાહ થઈ ગયો. તે શીઆ પંથ નો હતો તે પગે લંગડો હતો તેનાથી કરબલા જવાતું ન હતું એટલે એણે કરબલાથી હઝરત હુસૈન (રઝી.) ના રોઝાની (કબરની) નકલ મંગાવી અને તે નકલ ઉપરથી તાજીયા જેવો ઢાંચો બનાવી, તેને સાચોમાની તેના ઉપર બિદઅતી કામ કરવા લાગ્યો. ધીમે ધીમે આ તાજીયા બનાવવાનું કામ પૂરા હિંદુસ્તાનમાં અને હિંદુસ્તાન બહાર ઘણા દેશોમાં શરૂ થઈ ગયું. આવી રીતે દરેક ગામ, શહેર, કસ્બા વિગેરેમાં તાજીયા બનાવી તેનું 'જુલુસ' કાઢવામાં આવે છે. અને જુલુસ પૂરા થયા પછી તે તાજીયામાંથી કામળા વિગેરે કાઢી લઈ તમે તમારા હાથેજ તેને નદીમાં ડુબાડી દો છો. આ વાત કોઈપણ અક્કલવાળો માણસ માનશે કે આવું કામ ઈસ્લામમાં જાઈઝ હશે ?

આવા તો ઘણા કામો તમો બિદઅતના કરો છો અને

હમોને કુરઆન શરીફ અને રસુલ (સ.અ.વ.)ના ફરમાનો ને માનવાવાલા 'અહલે હદીષો' ને 'બિદઅતી' કહો છો એતો ''ઉલ્ટો ચોર - કોટવાલને દંડે'' એવી વાત થઈ.

ચાંદનો ઝઘડો તો તમારા હનફી મઝહબનાજબે ફિરકા દેવબંદી અને સુન્નીનો ઝઘડો હતો. તેમાં હમો 'અહલે હદીષો' ને શામિલ કરવાનું શું કામ હતું ? પરંતુ ''મકતબે-એ-રઝા'' એ પોતાના હેન્ડબીલમાં હમો 'અહલે હદીષો' ને પણ 'બિદઅતી' ઠેરવ્યા, જેથી ના છુટકે પબલીકની જાણ ખાતર કે ખરા બિદઅતી કોણ છે તેને માટે આ બુક પ્રકાશિત કરવામાં આવી છે.

અંતમાં અલ્લાહ તઆલાથી દુઆ છે કે તે હમો તમામ મુસલમાનોને કુરઆન અને સહીહ હદીષો ઉપર અમલ કરવાની તૌફીક આપે, તેમજ શિર્ક અને બિદઅતના કામોથી બચાવે. આમીન.

વ આખિરો દાઅવાના અનિલ હમદો લિલ્લાહે રબ્બિલ આલમીન.